૬૭૩

# પ્રપંચ પ્રેમદા.

શ્રી ગણેશાયનમઃ॥

## દોહરા.

શ્રી ગણપતિ ચરણે નમું, સરસ્વતિ લાગુ પાય;
રચવા પ્રપંચ પ્રેમદા, સુમતિ દો વરદાય.

**ધારાનગરીના રાજા ચંદ્રકેતુના** રાજ્યમાં અઢારે જાતની પ્રજા સુખ ચેનથી રહેતી હતી. તે લોકોને રાજ તરફથી કંઇ પણ હરકત નહોતી. રાજા તેમનું અદલ ઇનસાફથી પાલણ કરતો હતો. તેના રાજ્યમાં એક **દુરમતિ** નામનો મોટો પ્રખ્યાત ઠગ રહેતો હતો. તે બીજા દેશોમાં જઇ ઠગ વિદ્યા કરી અથાગ દ્રવ્ય લાવી પોતાના કુટુંબનું પોષણ કરતો હતો. તેને એક **રાધા** નામની દીકરી હતી. તે ઘણીજ રૂપવંત શીળવંત ને પોતાના બાપના ધંધામાં કુશળ હતી. ને ઠગ વિદ્યામાં પોતાના બાપને મદદગાર હમેશાં રહેતી હતી. તેની ખીદમતમાં **ગુણસુંદરી, નાદમંજરી, મિથ્યામતી** એવી ત્રણ દાસીઓ પણ હતી. તે દાસીઓ તેની ખીદમત ઉઠાવતી ને તેની ઠગાઇમાં તન દઇ સાહ્યતા દેતી હતી. તે **રાધાનું** લગ્ન તેના બાપે નહી કર્યું હતું. કારણ કે તે તેને છોકરા તરીકે જાણી બીજાને ત્યાં મોકલવામાં હાનીકારક જાણતો હતો. વળી તે **રાધાએ** જ લગ્ન કરવાની ના પાડી હતી. પછી થોડા અરસામાં **તે રાધા** તેના બાપની સર્વ વિદ્યા ભણી ગઇ. **રાધાની**

ત્રીશ વર્ષની ઉંમર થઇ તે વારે તેના બાપે સ્વર્ગ વાસ કર્યો. તેની પાછળ તે રાધાએ પોતાનો બાપ નામીચો હોવાથી ક્રીયા, પાણીમાં સર્વ ધન ખર્ચ કરી દીધું. બાકી થોડું ઘણું દ્રવ્ય રહ્યું હતું તે તેણીએ બેઠાં બેઠાં ખાઇ ખુટવ્યું. જ્યારે ફાકા પડવા લાગ્યા ત્યારે તેણીને તેની દાસી ઓએ સલાહ આપીકે હવેતો પોતાની ક્રીયાઓ ફેલાવો તો રોટલા ભેગાં થઇએ નહીં તો વિના મોતે જમપુરી દેખવી પડશે. રાધાએ પોતાના દાસીઓની સલાહ ઉત્તમ જાણી પોતાના શહેરમાં ઠગ વિદ્યાની ઘાત લગાવવા નક્કી વિચાર કર્યો. ને શુભ મહુર્ત જોઇ વિદ્યાનો વિસ્તાર કરવા નીકળી પડી ને ગામના મહોલ્લે મહોલ્લા તથા ગલી ગલીથી વાકીફ થઇ ગઇ.

રાધા જે મકાનમાં પહોંચે, ત્યાં બે ચાર રમણીયોના ઝુંડમાં બેશી ઘરનો તમામ ભેદ જાણી લેતી. અને પછી લાગ જોઇ પોતાના માણસોને ત્યાં લઇ જતી. અને તમામ માલ તથા જણસ બાવ લઇ જતી. જ્યારે એ પ્રમાણે કરતાં એક અઠવાડીઉં વીતી ગયું ત્યારે ધીમે ધીમે શહેરના તમામ માણસો રાધાના પંજામાં ફસી ચુકયા. અને રાધાથી સારી રીતે વાકેફ થઇ ગયા ત્યારે લાચાર થઇ રાજાની ખીદમતમાં પહોંચ્યા ને રાધાના સર્વ હાલ જાહેર કર્યા. બસ એટલું સાંભળતાંજ રાજા રાધા ઉપર ગુસ્સે થયો ને હુકમ કર્યો કે તેને પકડી કેદ કરો. આ વાત આખા શહેરમાં જાહેર થતાં રાધાએ સાંભળી તેથી તે પોતાના ઘરમાં છાની રહી ને કોઇને હાથ ન આવી.

પરંતુ કોટવાળ ઉપર રાજાનો સખત હુકમ રાધાને પકડવાનો હતો. તેથી તેણે પેરવી કરી ઘણી મહેનતે રાધાને પકડી અને રાજાની પાસે લઇ ગયો. ગામના ઘણા લોકોની ફરિયાદથી રાજા રાધાપર ગુસ્સે થયેલો હોવાથી એકદમ તેને ફાંસીનો હુકમ કર્યો. પરંતુ કારભા-

રીઓ તથા બીજા અહોદેદારોએ અરજ કરી કે સ્ત્રીને મારી નંખાવવામાં આપની અપકીર્તિ થશે. માટે મુનાસબ છે કે તેને આપણી હદપાર કરવી. રાજાને પણ આ સલાહ પસંદ પડી તેથી રાજાએ તે રાધાના કુલ માણસો સાથે રાધાને હદપાર પહોંચાડી દીધી. રાધા તે રાજની સરહદ છોડી વડોદરા શહેરમાં દાખલ થઇ અને શહેરની બહાર એક મકાન ભાડે લીધું ત્યાં પોતાની લુંડીઓ સમેત રહેવા લાગી. પછી થોડા દિવસ સુધી એવી રીત રાખી કે હરરોજ બુરખો પેરી શહેરની ગલી કુંચીઓમાં ફરતી. એ પ્રમાણે ફરતાં થોડા અરસામાં તમામ બજાર તથા ગલી કુંચી તથા મહોલ્લાથી સારી રીતે વાકેફ થઇ. પછી એક દિવસ ઉમદા પોશાક પહેરી અને તે ઉપર બુરખો ઓઢી ફરવાને વાસ્તે નીકળી અને એક મહોલ્લામાં ઘણાંજ ઉમદાં મકાન હતાં ત્યાં પહોંચી અને એક મકાનનું બારણું ઉઘાડું દેખી તેની અંદર જેયું તો તે મકાન અંદરથી ઘણું રમણીય તથા રંગોથી શુશોભીત છે. ને તેની અંદર એક ઓટલો છે. તેની ઉપર ગાલીચો બીછાવેલો છે. તેના ઉપર ગાદી તકીઆ મુકેલા છે. તેના ઉપર એક ખુબસુરત સ્ત્રી અમુલ્ય પોશાક પેહેરી બેઠેલી છે. તેનુ રૂપ એવું તો દીપાવડું છે કે અંધારી રાત્રીએ નીકળીં હોય તો તેના મુખારબિંદના તેજને જેઇ ગમે તેવો ચતુર પુરૂષ તેને ચંદ્ર ઉગ્યો માનીલે. આ પ્રમાણે સર્વે તજવીજ જેઇ તે મકાનની અંદર દાખલ થતા પહેલાં રાધાએ તે ગલીમાં જે છોકરાં રમતાં હતાં તેમને પુછી જેયું કે આ ઘર કોનું છે? તે છોકરે જવાબ દીધો કે તે ઘરનો ધણી હૈદ્રાબાદનો મોટો વેપારી હતો તે થોડા મહિના થયાં મરણ પામ્યોછે. ને તેના ઘરમાં ફક્ત એક ચૌદ વર્ષની છોકરી છે ને તેજ તેની વારસછે.

આ પ્રમાણે વાકેફ થઇ **રાધા** તે મકાનમાં દાખલ થઇ. અને ધીમે ધીમે એટલા સુધી પહોંચી અને એકેલી સ્ત્રી-ને જે શ્રી ક્રષ્ણાં કહ્યાં. તેણીએ તેને સામે જે શ્રી ક્રષ્ણાં કહ્યાં. પછી **રાધાએ** કહ્યું કે એ માજી આપનું શું નામ છે. ને આપનું પધારવું મારા ઘરસુધી શા કારણ-થી થયું ? **રાધાએ** ઘણી આંશુ દઇને કહ્યું કે તમે મને નથી ઓળખતાં પણ હું તો તમારે ઘણીજ નજીક સગી છું. પણ તમારા બાપથી મારા ધણીને તકરાર થઇ ગઇ હતી તેથી મારૂં આવવું જવું બીલ-કુલ બંધ થઇ ગયું હતું. પછી હું તે શહેરથી કાઠીઆ-વાડના મુલકમાં ચાલી ગઇ હતી. તે હમણાં પાછી આવી છું. અહીં આવ્યા પછી જ્યારે સાંભળ્યું કે તમા-રા પીતાજીએ સ્વર્ગ વાસ કર્યો છે. તેમનો વારસો ભોગવવા ફક્ત તમનેજ મુકેલાં છે. તે સાંભળી મને ઘણી દીલગીરી થઇ ને ત્યાંથી તમને દીલાસો આપવા એકદમ ચાલી આવી. સુરજબાએ આ હાલ સાંભળી તે રાધાની ઘણીજ પરોણા ચાકરી કરી અને કહ્યું કે તમો મારી મા ને ઠેકાણે છો. તમે મારા ઉપર મોટી કૃપા કરી કે, દુઃખ વેઠીને મારી ખબર પુછવા આવ્યાં. પછી ખાવાની ખટપટ કરી **રાધાને** જમાડી. **રાધાએ** પોતાની ચાપલુસી જબા-નથી **સુરજને** પોતાના વસમાં કરી લીધી. પછી સાંજ પડવા આવી એટલે **સુરજની** પાસેથી **રાધાએ** ઘેર જવાની રજા માગી. તે વખતે **સુરજબાએ** **રાધાને** કહ્યું કે તમારી મોહબત તથા લાયકી તથા વૃદ્ધાવસ્થા દેખતાં હું તમને બીલકુલ રજા આપવા ચાહતી નથી, પણ લાચારી એટલીજ છે કે તમે તમારા ઘરના માણસોથી દૂર રહેવા નથી ઇચ્છતાં પણ મેહેરબાની કરી એક બે દિવસે દરશન દેતાં રહેજો. **રાધાએ** જવાબ દીધો કે તમો ભરોસો રાખો. હું હમેશાં તમારી પાસે આવીશ એવું કહી

તે પોતાને ઘેર ગઇ. બીજે દિવસે પાછી સુરજબાને ઘેર જઇને શીખામણની વાતો કરી તેને પોતા ઉપર મમતા અધિક વધારવાની કોશીશ કરતી રહી એમ કરતાં ત્રીજે દિવસ થયો. તે દિવસે રાધા સુરજબાને ઘેર જઈ પોતાની શીકલ નિહાયત બિગાડી સુરજબાની સામે આવી બેઠી. તે જોઇ સુરજબાએ રાધાને તે પ્રમાણે ઉદાસ થવાનું કારણ પૂછ્યું, તે વારે રાધાએ રોવા શરૂ કર્યું. તે જોઇ સુરજબા ગભરાઇ અને મોહોબતની સાથે પૂછ્યું કે માજી એવું તે શું દુઃખ તમારે શિર પડયું છે, કે આ પ્રમાણે ફાટી ફાટીને રડો છો. મારાથી બને એવી કોઇ વાત હોય તો તમારો રંજ દૂર કરૂં. તેમ હોય તો કહો તો હું જરૂર તમારી સેવા બજાવીશ. રાધાએ તે સાંભળી કહ્યું કે જે વાતનો મને રંજ તથા ગમ છે તે એવો નથી કે તમારી આગળ પ્રગટ કરૂં. સુરજબાએ ઘણીજ આજીજીની સાથે પોતાના સોગંન દઇ કહ્યું, કે તમારા સર્વ દુઃખનું વૃત્તાંત મારી આગળ કહો. પછી રાધાએ સુરજબાના કાનમાં કહ્યું કે એ મારી પ્યારી દીકરી હકીકત તો એટલીજ છે કે ચોથે દિવસે જે વારે તમારી પાસે હાજર થઇ હતી તે વખતે મારો પ્યારો પુત્ર કે જેની સુરત એટલી તો ચમકીલી ને સોહાવની છે કે સુરજ પણ બે ઘડી ઝાંખો થઇ જાય તે મારી સાથે આવેલો હતો. તેણે તમને જોયાં છે તે વખતથીજ ગાંડા જેવો બની ગયો છે. ને તે નથી ખાતો કે નથી પીતો કે નથી કોઇ સાથે કાંઇ વાત કરતો ને ચોધાર આંસુથી રોયાં કરેછે. મેં તેને ઘણી ઘણી રીતે પુછી જોયું પણ કાલ સુધી તેણે કાંઈ પણ ન કહ્યું પણ જ્યારે આજ મેં એનો અંત લીધો ત્યારે તેણે સર્વ હાલ કહ્યા. તે વારે મેં કહ્યું કે તે ખ્યાલ તું છોડીદે ત્યારે તે કહે કે જો તું મને જીવતો ચાહે તો ફક્ત મારે એટલીજ જરૂર છે કે એક વખત મને તે નાજનીનું મોં સારી રીતે દેખાડ કે પછી થઈ ચુક્યું. હું બીજું નથી ચાહતો.

આ પ્રમાણે તેનું બોલવું સાંભળી મારા તો બદનમાંથી જીવ નાસવાની તૈયારી કરતો હતો. કારણકે જે વાત તેની હતી તે તમારી આગળ કહેવામાં મને ઘણીજ સરમ હતી. શું મારી તાકાત છે, કે તમારી આગળ મારાથી કહેવાય કે તેની ઉમેદ પુરી કરો. એક હકીકત એ છે કે તમે આવાં ખાનદાન વાળાં થઇને જો પુછતાં નહીં અને સોગંન ન ખવડાવતાં તો ઇશ્વર જાણે છે કે કોઇ તરેહની હરકત તેના ઉપર કેમ ન ગુજરતી. ખરેખર આવી વાત તમારી રૂબરૂ જબાન પર ન લાવતી. એટલુંજ કહી **રાધા** બહુ રોવા લાગી. **સુરજબાએ** કહ્યું કે હે માજી તમે આવી ન જીવી વાત પર કેમ રોવા બેશી ગયાં. મારૂં એમાં હું જવાનું છે અગર તેને ફક્ત મારી શિકલજ દેખવા અરજ છે. તો તેમાં મારૂં શું બીગડવાનું છે. **રાધાએ** કહ્યું શાબાશ છે ઇશ્વરને કે તેણે તમને આ પ્રમાણે નેક મીજાજ અને મુરવતી પેદા કર્યાં. મારી જબાન તમારી તારીફ કરવાને અશક્ત છે. હવે તમે ઉઠો અને બુરખો ઓઢી મારી સાથે ચાલો. કેમકે સારૂં કામ કરવામાં વાર નહીં કરવી. શી માલૂમ કે તેની અત્યાર સુધીમાં શી દશા થઇ હશે. **સુરજબાએ** ગણેશ પરમેશ્વર એમ કહી ઘણોજ સરસ પોશાક પેહેરી માથાથી તે પગ સુધી ઘરાણું પહેરી ઉપર બુરખો ઓઢી **રાધા** સાથે ચાલી નીકળી. **રાધા** મકાનમાંથી નીકળી. બજાર તરફ રવાને થઇ. અને ચોતરફ નજર ફેલાવતી જતી હતી. જ્યારે શહેરની મધ્યમાં મોટા બજારમાં પહોંચી. ત્યાં જોયું તો એક સરાફનો જવાન ખુબ સુરત છોકરો બેઠો બેઠો પોતાના કામમાં મચેલો દેખ્યો. તેવારે **રાધાએ** **સુરજબાને** કહ્યું કે તમે જરા અહીં ઉભાં રહો. હું જરા વારમાં આવું છું એમ કહી પેલા સરાફના છોકરા પાસે જઇ આશીશ દઇ કહ્યું કે હું તમને કાંઇ વાત પુછવા ઇચ્છું છું. છોકરો તેને એક બાજુ લઈ જઇ કહેછે કે

માજી કહો શું કામ છે. રાધાએ કહ્યું કે ભાઇ હું હૈદ્રાબાદની રહીશ છું. અને મારી એક સુરજબા ઘણી ખુબ સુરત ચૌદ વર્ષની છે તે તથા હું બંને કાલ આ બજારમાં થઇ નીકળ્યાં તે વખતે તેણીએ તમને જોયા તે વખતથી તેનું દિલ તમારી ઉપર આશક થઈ ગયું છે. ઘરમાં તેને કાંઇ કામ કાજ સુજતું નથી. ને મારો જીવ ખાઇ ગઇ કે તેજ પુરૂષને મને દેખાડ તેથી તેને હું મારી સાથે બજારમાં લાવીછું. ને તે તમારી પાસે રહેવા ચહાય છે. તમને આ વાત કહેવી તે મારી સરાસર બેવકુફી છે. પણ શું કરૂં તે મને અત્યંત પ્યારી છે. તેના સિવાય મારે બીજું ફરજંદ નથી. હવે મારી તથા તેની જીંદગી તમારે હાથ છે. છોકરે તેની સર્વ હકીકત સાંભળી કહ્યું કે મારે તે વાતની ક્યાં ના છે. હું હાજર છું. રાધાએ કહ્યું કે મારી સાથે ચાલો. તેણે કહ્યું ઘણું સારૂ એટલું કહી તેણે પોતાની દુકાન બંધ કરી અને બે તોડા મોહોરોના કે જે દુકાનમાં તેની પાસેજ હતા તે લેઇ રાધાની સાથે ગયો. આગલ આગલ રાધા ને પાછળ પાછળ સરાફનો છોકરો તે બંને સુરજબાની પાસે ગયાં. પછી ત્રણે જણ એક ગલીમાં પહોંચ્યાં. ત્યાં રાધાની નજરે એક ધોબીનું મકાન પડયું તે મકાનને બે બારણાં હતાં. બાહારના બારણામાં ધોબી બેઠેલો હતો તેની પાસે રાધાએ જઇને કહ્યું કે મારો છોકરો ને તેની વહુ જે મારી પાછળ આવેછે તે સવારનાં શહેર જોવા નિકળ્યાં છે. ને બપોર થવા આવ્યા છે. ને તારૂ કાંઇ નુકશાન ન થતું હોય તો હમે થોડી વાર તારી દુકાનમાં આરામ લઇએ અને કાંઇક ખાવું ખાઇ લઇએ. તને તેના અવેજમાં એક રૂપીઓ ઇનામ આપીશું. ધોબીએ કહ્યું માજી મારૂં મકાન હાજર છે, આપ બેતકલીફ આરામ કરો અને જે કાંઇ કહો તે આપને સારું ખાવાનું લાવી આપું. રાધાએ તેને એક રૂપિયો આપી કહ્યું કે બજારમાંથી ખાવાનું લઇઆવ તેની સાથે એક રૂપીઓ ઇનામનો પણ આપ્યો.

પછી ધોબીએ પોતાના મકાનની કુંચી રાધાને આપી અને પોતે બજારમાં ખાવાનું લેવા ગયો.

રાધાએ પેલા સરાફના છોકરાને તથા સુરજબાને કહ્યું કે અહીંથી મારૂં મકાન દુર છે. વળી તાપ સખત પડેછે. તેથી બેતર છે કે આપણે થોડી વાર અહીં આરામ લઇએ. મેં ધોબીની સાથે ખાવાનું પણ મંગાવ્યું છે. તે ખાધા પછી ગરમી કમ થઆ પછી આપણે જઇશું. પેલાં બંને જુવાનીના જોસમાં ભરપુર હતાં. અને તે બંનેના દિલમાં કામદેવે પોતાનો અમલ પ્રવેશ કર્યો હતો. અને રસ્તે ચાલતાં મોબત પણ થઇ ગઇ હતી. અને તે કામદેવના અગ્નિથી બળી રહ્યાં હતાં. તેમણે તે વાત કબુલ કરી. રાધાએ તે બંનેને અંદરના મકાનમાં બેસાડી કહ્યું કે તમે તમારાં લુગડાં કાઢી અહીં અચ્છી તરેહથી આરામ કરો. તેમણે કહ્યું તમે દુરસ્ત કહો છો પછી તેમણે પોતાનાં તમામ લુગડાં તથા ઘરેણું ઉતારી રાધાને હવાલે કર્યું. અને બંને પોતાના કામાગ્નિને શાંતિ આપવાને મસરૂફ થયાં. તે વારે રાધાએ કમાડ બંધ કર્યાં અને પોતે ગાડી, ઘોડું કે ઉંટનું ભાડું કરવાની ફીકરમાં રહી કે કોઇ જાતનું ભાડું મળે તો આ સર્વે લુગડાં તથા ઘરેણું તથા મહોરોની થેલીઓ લેઇ રવાને થઇ જાઉં એટલામાં ઇશ્વર કૃતિથી એક ઊંટવાળો પોતાનું ઊંટ લઇ તેજ રસ્તે થઈ જતો દેખાયો. રાધાએ તેને હાંક મારી બોલાવ્યો. ને કહ્યું કે તું ઊંટ ભાડે આપે તો મારે મારો સામાન બીજે ઘેર લઈ જવો છે. તે તેના ઉપર લાદી લઇ જાઉં. અને તેનું ભાડું પણ નક્કી કહે. તેણે ભાડું નક્કી કરી ઊંટ તેને હવાલે કર્યો. રાધાએ સર્વે જણસભાવ તથા લુગડાંલત્તાં ઊંટ ઉપર નાંખી કુંચી પેલા ઊંટવાળાને સોંપી કહ્યું કે તું અહીં બેસજે. કોઇને અંદર પેસવા દઇશ નહીં. હું આ સામાન નાંખી હાલ આવું છું. અને તારૂં ઊંટ તથા ભાડું તને ચુકાવી આપુ છું. તેમ કહી ઊંટવાળાને ત્યાં બેસાડી

તે રવાને થઇ ગઈ, અને પોતાને ઘેર જઇ તમામ ધોબીનાં તથા સુરજનાં તથા સરાફના છોકરાનાં લુગડાં તથા ઘરેણું તથા મહોરો ઉતારી ઠેકાણે કરી દીધી. થોડી વારે બીચારો ધોબી બજારથી ખાવાનું લઇ આવ્યો. પછી જુએ છે તો ત્યાં રાધાનો પત્તો અને લોકોનાં લુગડાં જે ધોવાને લાવેલો તે દુકાનના બહારના ભાગમાં હતાં તે પણ નથી અને એક માણસ ત્યાં બેઠેલો છે. ધોબીએ પેલા માણસને લલકારી કહ્યું અરે તું કોણ છે બે ખટકે મારી દુકાન પર બેઠો છે. અને જે ઓરતે મને ખાવાનું લેવા મોકલ્યો હતો તે ક્યાં છે અને અહીંયાં જે મારાં લુગડાં પડ્યાં હતાં તે ક્યાં ગયાં? ઊંટવાળે કહ્યું ખબરદાર તું કોણ છે, કે દુકાનની અંદર વિના પુછે પેસે છે. મને તે સ્ત્રી મકાનની કુંચી આપી તેનો સર્વે સામાન ઊંટ પર નાખી લઇ ગઇ છે. ને કહ્યું છે કે મારા મકાનમાં કોઇને પેસવા દઇશ નહીં. આટલું સાંભળતાંજ ધોબી કાળો પીળો થઇ જઇ ઊંટવાળાને કહેવા લાગ્યો કે અરે ના લાયક આ મકાન મારૂં છે. તું કોણ છે એમ કરતાં બંને જણ ગાળા ગાળી ને મારા મારી પર આવી પડ્યા ને સોર ગુલ મચ્યો. ત્યારે અંદરથી જુવાન સરાફ ને સુરજ બંનેએ જાણ્યું કે ધોબી તથા બીજો કોઇ લડી રહ્યા છે, સરાફે ધોબીને બોલાવ્યો તેણે કમાડ જે બંધ હતાં તે ખોલ્યાં તો શું દેખેછે કે જવાન સરાફ તથા સુરજ બંને નાગાંપુગાં છે. પછી ધોબી સરાફને લપટાઇ ગયો. અને કહ્યું કે હરામખોર પેલી તારી મા મારાં સર્વે લુગડાં લઇ ક્યાં ગઇ છે. ને હું તને શહેરના હાકીમ પાસે લઇ જઇશ તમે મારી સાથે અજબ તરેહનું સલૂક કર્યું. ઊંટવાળાએ સાંભળ્યું કે પેલી ઊંટ લઇ જનારી આ છોકરાની મા છે. તેથી તે પણ તેને લપટી ગયો. અને કહ્યું હરામજાદા મારૂં ઊંટ લાવ નહીં તો તને હલાલ કરીશ. સરાફે કહ્યું તમારી અક્કલ મારી ગઇછે. તે ઓરત હરગીજ મારી રીસ્તેદાર નથી પણ આ સુરજની

મા છે. સુરજે બુમ પાડી કહયું કે વાહ વાહ આ પ્રમાણે જુઠું બોલો છો. તે મારી મા તો હોયજ નહીં એતો આ સરાફની મા છે. પછી સુરજે ગુસ્સે થઇ બીજા જુવાનની ઉપર તહોંમત્ત મુક્યું કે તમે મારૂં ઘરાણું અને ઘણોજ ચહતો પોશાક લઇ ગયા. જ્યારે આ પ્રમાણે તે ચારે જણ આપસમાં લઢવા લાગ્યાં, ત્યારે તમાસો જોવા આવેલા માણસોએ જાણ્યું કે આ સર્વે ફરેબ છે. ને તે ફરેબ ફરવા વાળી રાધાજ જણાય છે. બાકી બીજા કોઇનો કાંઇ કસુર જણાતો નથી. એ હરામ જાદીએ સર્વેને બરાબર રોવડાવ્યાં છે. પછી સર્વેના મનમાં આવ્યું કે હવે અપણે સઘળાં વડોદરાના રાજાની કચેરીમાં જઇ સર્વે હકીકત જાહેર કરીએ. તેમનામાંથી ધોબી તથા ઊંટવાળો તથા જુવાન સરાફ ત્રણે જણ રાજાની રૂબરૂ હાજર થયા અને પોતાનો હાલ અતીથી ઇતી સુધી જાહેર કર્યો. પેલી સુરજ લાજની અધકથી પોતાના મકાન પર ચાલી ગઇ. આ સાંભળી રાજા ઘણો ગુસ્સે થયો અને શહેર કોટવાલને હુકમ કર્યો કે ઓરતનો પત્તો લગાડી મારી સામે હાજર કરો હકીકતમાં તે ઓરત પુરી શિક્ષા પાત્ર છે. અને શહેરમાં ઢુંડી પીટાઓ કે જે પુરૂષ યા સ્ત્રી તે સ્ત્રીને પકડી લાવશે કે પકડાવશે તેને બે હજાર રૂપિયા ઇનામ આપવામાં આવશે. રાધાએ આ વાત જાણી ત્યારે ખોફને મારે પોતાના મકાનથી બહાર નહીં નિકળી. પણ થોડા દિવસ ગુજર્યા પછી તે રાધા સ્વચ્છ પોશાક પહેરી હાથમાં માળા લઇ શહેરમાં ફરવા નીકળી. તેવામાં દૈવયોગથી જુવાન સરાફ તથા ધોબી તથા ઊંટવાળો તેની પીરાગમાં ફરતા હતા. તેમનેજ તે રાધા ઓચિંતી સામેજ મળી ગઇ. તેવીજ તેમણે તેને ઓળખી લીધી. તેજ વખત તેને પકડી રાજભવન તરફ લઇ ચાલ્યા. જ્યારે તેઓ જનાના મેહેલની દોઢીના (દરવાજા)ના નજીક

મ્હોંચ્યા, તે વખતે રાધાએ કહ્યુ કે મને પેશાબની હાજત થઇ છે. ને હું તમારી સામેજ આ દોઢીની એક બાજુના ખુણામાં પેશાબ કરી આવું છું. તેમણે કહ્યું શી ફીકર છે હમે તારી તાલાશને માટે દોઢી આગળ બેશીએ છીએ તુ જલદી આવ. રાધાએ કહ્યું તમે તમાકુ પીઓ હું તો આ આવી. એમ કહી તે તો સીધી રણવાસમાં રાણીઓ પાસે ચાલી ગઇ. રાણી સાહેબે તેને સ્વચ્છ પોશાક તથા હાથમાં માળા દેખી કહ્યું કે તમે કોણ છો રાધાએ કહ્યું એ રાણી સાહેબ મારાં બાલ બચ્ચાં ઇશ્વરે લઇ લીધાં તેમ મારો પુરૂષ પણ ઇશ્વરની ખીદમતમાં ગયો. મને વારસામાં મારા પતિએ ઘણોજ પૈસો ટકો આપેલ હતો, પણ હું દિલની ઘણીજ દયાળુને ધર્મશીલ છું. ને ઇશ્વિર ભક્તિમાં લવ લીન થઇ પૈસાનો મોહ નહીં કરતાં સર્વે ધન ધર્માદા કરી ચુકી. હવે મારી પાસે ફકત ત્રણ ગુલામ શિવાય કાંઇ બચત રહી નથી. વળી મારે જાત્રા કરવા જવું છે. વળી પાસે કોડી એક રહી નથી. તેથી હું આપની ખીદમતમાં એ કારણથી આવી છું કે આપ મારી વતીથી રાજાજી સાહેબને રીફારસ કરી મારા ગુલામોને રાજમાં ખરીદી લેવા સારૂં અરજ કરશો તો મુજ ગરીબનું કામ થશે. ને હું જે દેવ દર્શન તથા ખરચ ધર્માદા વગેરે કરીશ તે પુન્ય આપનુંજ છે. આ પ્રમાણે રાધાના ચાપલુશી વેણે, રાણીના મનને આકર્ષિત કરી લીધું. તેથી રાણીએ પોતાની દાસીને રાજાજીને બોલાવવા સારૂ મોકલી. દાસીના કહેવાથી રાજાજી તુરત રણવાસમાં આવ્યા. તેમને રાણીજીએ સવિનય રાધાની સર્વે હકીકતથી સચેત કર્યા. તે સાંભળી રાજાજીને પણ રાધા ઉપર કરૂણા આવી ને રાધાને કહ્યું કે એ ત્રણે ગુલામોની અસલી કીમ્મત શી છે. ને હાલ કેટલા રૂપીઆમાં આપવા મંજુર છે. રાધાએ હાથ જોડી અરજ કરી કે ગરીબ પરવર જ્યારે મેં તેમને

ખરીધા ત્યારે પાંચહજાર રૂપીઆ આપ્યા હતા. તે વારે તેઓ બીલકુલ નાદાન હતા. તેમને મેં ઘણી મેહેનતે ઉછેરી તેમના ધંધામાં પ્રવીણ કર્યા છે. પરંતુ હવે મારે એવો અવસર આવ્યો કે તેમને મારી નજરથી દૂર કરવા પડેછે. અરે તે મારા કાળજાની કોર છે. વળી તેઓનો પ્યાર મારા ઉપર અત્યંત છે. પરંતુ શું કરૂં હવે મારી જુતી જંજાળથી છુટી, ઈશ્વર ભક્તિ કરવાની છે. તેથી આપને ત્રણ હજાર રૂપિયામાં આપવા કબુલછું. ત્યારે રાજાએ દયા લાવી તેને કહ્યું કે ડોશી તને કસર નહિ દઇએ તારે જે પાંચ હજાર રુપિયા લાગ્યાછે તેજ તને આપીશું. એમ કહી ચાકર પાસે પાંચહજારના તોડા મંગાવી રાધાને હવાલે કર્યો તે વારે રાધાએ રાજાને કહ્યું કે તે ગુલામોમાં ધોબી પોતાના કામમાં તથા સરાકનો છોકરો તેના કામમાં તથા ઉટવાળો પણ તેના કામમાં તદન કાબીલ છે. આપ તેઓથી દરીઆફ્ત કરી લેશો. આ સાંભળી રાજા દરવાજાપર જ્યાં પેલા ગુલામો હતા તેમને તસલ્લી આપવા તથા તેમના હુન્નરની ચોકશી કરવા ગયો. ત્યારે રાધાએ રાણીજીને કહ્યું કે તે ગુલામો આગળ થઇ હું નીકળીશ. ત્યારે તેઓ મારો પીછો છોડવાના નથી. કારણ કે મારી ઉપર તેમની ઘણીજ મમતા છે. તે કારણ આપ આપનો પોશાક તથા કાંઇ ઘરાણું મને આપો કે તે પહેરીને તેમની આગળ થઇને નીકળું તો પણ તેઓ મને નહિ ઓળખે ને મારી સાથે આપની દાશીને મોકલો કે હું ઘેર પહોંચી આપનો સર્વે પોશાક તથા ઘરાણું તેણીને આપીશ. આ વાત રાણીજીએ મંજુર કરી પોશાક વગેરે આપી દાશીને તેની જોડે મોકલી. રાધા દાશીને લઇ ગુલામો તથા રાજાજીની સનમુખ થઇ બજારને રસ્તે ચાલતી થઇ. રાજાજી પેલા ગુલામોને કહેવા લાગ્યા કે તમે શો શો હુન્નર જાણો છો.

ત્યારે તે લોકો જે જે હુન્નર જાણતા હતા તે રાજાને કહી બતાવ્યા. ત્યારે રાજાજીએ કહ્યું કે જુઓ તમને તમારી સેઠાણીએ હમારે ત્યાં ગુલામ ગીરીમાં વેચ્યા છે. હમો તમને સારી રીતે બીજા ગુલામોથી પણ રાખીશું. તમને કોઇ તરેહની અડચણ નહીં પડવા દઇએ ને તમો પોતાનું કામ જાણી સરકારી કામ તન દેહીથી કર્યા કરજો. આટલું સાંભળતામાંજ પેલા ત્રણે એક સાથે બોલી ઉઠ્યા કે હજુર તે ડોશી તો હમારી ચોર છે. તેને શિક્ષા કરાવવા તથા હમારો સરસામાન હમને પાછો મળવાને માટે હજુરમાં આવ્યા છીએ, હમો કંઇ તેના ગુલામ નથી તેતો ઠગણી છે. આપને પણ ઠગી ગઇ ને રાણીજી પાસેથી પણ હાથ મારી ગઇ હશે. જરા રણવાસમાં ખબર તો કરાવો. આ સઘળી વાત સાંભળતાં રાજાએ રણવાસમાં તપાસ કરવા ચાકરને મોકલ્યો. પેલી રાધાએ શું કર્યું કે જે દાસી સાથે હતી તેને રસ્તામાં પૂછ્યું કે તને રાજ્યમાં સુખ છે કે દુઃખ દાસીએ કહ્યું માજી હમારા જેવી દશા કોઇની ન હશો. ત્યારે રાધાએ કહ્યું કે તું કહેતી હોય તો હું તને એક શેઠને ત્યાં અત્યંત સુખમાં નાખું કે તે તને ખાવા પીવાથી તથા કપડા લતાથી કોઇ વાતે દુખી નહીં કરે તે તો માણસનો ભુલારો છે. તારી ચાકરી તે ઉલટો કરશે. તારે તેની નહીં કરવી પડે. આ પ્રમાણે તેની મીઠી વાણીથી દાસીએ કહ્યું માજી તે પ્રમાણે હોય તો મને તેને ત્યાં રખાવો હું આપનો ઉમ્મરભર ગુણ નહીં ભુલું. પેલી રાધા તે દાસીને લઇ જઇ એક સોદાગરને ત્યાં એક હજાર રૂપીઆમાં વેચી ત્યાં તે દાસીને મુકી ચાલતી થઇ પોતાને ઘેર જઈ સર્વે રોકડ તથા કમડું લત્તુ ઠેકાણે કરી દીધું. પેલી રાણીજીને ચાકરે પુછ્યું ત્યારે રાણીએ રાજાને બોલાવી લીધા. ત્યાં બંને જણ રાધાની આ પ્રમાણે ઠગાઇ જોઇ પેટ પાકી જાય તેમ હસવા લાગ્યાં અને રાણીએ કહ્યું કે આપજ ઠગાયા છો તેમ ન જાણશો મારા પણ માથે હાથ ફેરવ્યોછે. મારો

પણ જે હમણાંજ ઘણો કીમ્મતી પોશાક આપે બનાવરાવ્યો હતો તે તથા ઘરાણું લઇ ગઇ છે. વળી દાસીને પણ સાથે તેડી ગઇછે. તે કોણ જાણે દાસીની પણ શી દશા કરશે. પછી રાજાજી કચેરીમાં આવી બેઠા ને બીજા કામમાં લાગ્યા પણ ઘડી ઘડી રાંડાની વાત યાદ આવતી તે વખતે હસતા. આ પ્રમાણે કારભારી, કારકુનોએ જોયું ત્યારે તેમણે અરજ કરી કે અન્નદાતા એવી શી વાત છે કે આપ વારંવાર એકલાજ હસ્યા કરોછો. ત્યારે રાજાએ તે રાંડાની સર્વે હકીકત દરબાર કચેરીમાં કહી. તે સાંભળી સર્વે સભાજનો ખડ ખડ ખડ હસવા લાગ્યા ને કહેવા લાગ્યા કે ખરે ખર આ તો કોઈ જાદુગરછે. આ પ્રમાણે ગામમાં તો લોકોને ભાખ નથી મગવતી તેની તપાસ કરી તે રંડાને તો પકડી કેદ કરવી જોઇએ. નહીં તો ઘણો જુલમ કરશે. રાજાએ શહેર કોટવાળને બોલાવી સખત હુકમ કર્યો કે બને તેમ તેને જલદી પકડી અહીં હાજર કરો. ને શહેરમાં ઢુંડી પીટાઓ કે જે તેને પકડાવશે તેને બે હજાર રુપિયા ઇનામ આપવામાં આવશે. એ પ્રમાણે હુકમનો અમલ કોટવાળે કર્યો. ઘણી ઘણી તપાસ કરી છુપી પોલીસો, સ્વારો મકાને મકાનની તલાસ કરાવી; પણ રાંડાનો પતો ન મળ્યો.

થોડા દિવસ પછી રાંડા ફેર બજારના શિકાર માટે નીકળી. પણ ખુટી તગદીરથી શહેરના દરવાજા આગળ પેલો સરાફનો છોકરો તેને સામો મળી ગયો. અને તેને પકડી લીધી. પણ રાંડાએ તેને ઘણી બીક બતાવી તોપણ સરાફના છોકરાએ કાંઇ ગણકાર્યું નહિ. ને તેને કહેવા લાગ્યો કે આ વખત નક્કી જાણજે કે, તું જીવથી મારી જઇશ. રાંડાએ જાણ્યું કે ધમકીથી કામ નહિ નીકળે ત્યારે આજીજી શરૂ કરી અને ઘણું કરગરી કહ્યું કે અરે જવાન તારો મારા ઉપર શો

દાવો છે. તે જાહેર કર. મને કેદ કરવામાં તારે હાથ કાંઇ આવવાનું નથી પણ જો તું મારી સાથે ભલાઇ રાખીશ તો હું પણ તારી જોડે નેકીબંધ રહીશ. જવાન સરાફે કહ્યું કે મારે તારી બીજી કાંઇ જરૂર નથી ફક્ત મારાં લુગડાં તથા બે હજાર મોહોરો મને પાછી આપ પછી તું તારે રસ્તે ને હું મારે. **રાધાએ** કહ્યું ઘણું સારૂં તમે મારી સાથે મારે ઘેર ચાલો. કે હું તમને તમારી વસ્તુઓ આપી દઉં. જવાન સરાફ તે સાંભળી **રાધાની** પાછળ પાછળ ચાલતો થયો. **રાધા** ગલી કુંચી માં ચાલતી ચાલતી નજર ફેલાવે છે. કે કોઇ સારૂ મકાન મળે તો તેને ત્યાં તેનું કાટલું કહાવું. એ વિચાર-રમાં છે એટલામાં તેની નજરે એક પડદા વાળું મકાન પડ્યું. જ્યાં તે ઉભી રહીને જવાન સરાફને કહેછે કે તમે તમારો દુસાલો મને આપો કે હું તેમાં તમારી મહોરો તથા કપડાં બાંધી લાવું. તેનું ગંભીરાઇનું બો-લવું જવાનને ફેરબ નહિ લાગ્યું ને તુરત તેણે પોતાનો દુસાલો ઉતારી તેને સોંપી દીધો. **રાધા** ઘરની અં-દર જઇ કમાડ પછવાડે સંતાઇ રહી અને અંદરથી હાંક પાડી કે એ સરાફ જવાન અંદર આવી તારો માલ લઇજા. તે સાંભળી જવાન સરાફ ઘરની અંદર ચાલ્યો ગયો. અને કોઇ માણસ ન દેખ્યું ત્યારે બીજા ઓરડામાં ગયો તે વારે **રાધા** ત્યાંથી ચંપત થઇ ગઇ. પછી જવાન સરાફ અંદર જુવે છે તો સ્ત્રી બેઠેલી છે. ને તેનો ધણી પલંગ ઉપર બેઠો બેઠો હુકો પી રહ્યો છે. તે જવાન ઉપર ઘરના ધણીની નજર પડતાંજ તેને ગુસ્સો આવ્યો કે આ કોઇ રંડી બાજ મારા ઘરની ઇજ્જત લેવા સારૂ મને નહી જાણી અંદર આવેલો છે. તેમ જાણી હુકાની નેહ કાઢી એકદમ પેલા જવાન સરાફને પકડીને મારવા શરૂ કર્યો. મારતાં મારતાં તેની નેહ

તુટી ગઇ. ને હાથ પણ થાકી ગયા. ત્યારે તેને બાંધી સરકારમાં લઇ જઇ હાજર કર્યો. ત્યાં પોતાનો તમામ હેવાલ જાહેર કર્યો. ત્યારે રાજાજીએ તે ચોર સાહુકારને પુછી જોયું ને તેણે જે **રાધા**ની સાથે સલુક કર્યું ને પેલીએ તેને જે દગો દઇને પીટાવ્યો તે પણ જાહેર કર્યું. તેથી રાજાએ તેને બીન ગુનેહગાર જાણીં તેને રજા આપી કોટવાળના ઉપર ગુસ્સે થઇ હુકમ કર્યો કે આ-જથી તને તારી નોકરીથી દૂર કરૂં છું. જ્યારે તું તે **રાધા**ને પકડીશ ત્યારે તારી નોકરી ઉપર દાખલ થઇશ.

આ સાંભળતાંજ કોટવાળના કાળજામાંથી જીવ તડફડવા લાગ્યો. ને જગે જગે સિપાઇઓના એવા સખત પહેરા બેસાડ્યા કે, તેઓની અંદરથી રાજાના માણસોને પણ નીકળી આવવું મુશ્કેલ પડે ને પોતે દીલ જાનથી તપાસમાં મચ્યો. એવી તપાસ કરતાં એક અઠવાડીઉં નીકળી ગયું. શાણી **રાધા** ફેર પોતાનો પોશાક બદલી શિકારની ખોરાકમાં નીકળી. ગલી ગલીને કુંચી કુંચી ફરતી ફરતી એક આંધળા ફકીરના મુકામ પર આવી પહોંચી. તે આંધળો ફકીર એક બેતની ઓટમાં બેઠો બેઠો પોતાની એક ગોદડીમાં મહોરો ભરી તેને શીવતો હતો. **રાધા** તેની પાસે ગઇ ને સલામ કરી. ફકીરે સલામનો જવાબ દઇ કહયું બાબા તુમ કોન હો. **રાધા**એ મરદાની બોલીમાં કહયું કે મેં આપકે ગરીબ રહતા હું ઓર ઇસ બખતકી દરીયાફત કરનેકો આયા હું કે આપકો કુછ તકલીફતો નહીં હે? ફકીર બોલ્યો બાબા મેરી એ-કેલી જ્યાનકો ક્યા તકલીફ મુઝેતો દોનો વકત દો રોટીકી જરૂર હૈ સો સુબેવસ્યામ શહેરમાં ફીરકે ખુદાકે લાલોંસે લાતાહુ ઓર ઉનકો દુઆ દેતાં હું મુઝે ઓર કોઇ તકલીફ નહીં હૈ **રાધા**એ તેની જોડે વાત કરતાં કરતાં ફકીરની ગોદડાંને ઢંઢોલી તો માલુમ પડયુંકે આમાં

મ્હોરો ભરી છે. **રાધા** ફકીરની પાસે રજા માગી પોતાને ઘેર આવી અને પોતાની દાસીઓને તે હાલ પ્રગટ કર્યો. ને કહયું કે કાલ તમે ત્રણે મારી સાથે ચાલો ને ફકીરને હરતરહથી સમજાવી આપણે ઘેર લાવીએ ને તેની મહોરો હજમ કરી જઇએ.

પછી બીજે દિવસે સવારે **રાધા** પોતાની ત્રણે દાસીઓને લઇ ફકીરના મુકામપર પહોંચી અને તેની પાસે જઇ કહયું કે બાવા જાન સલામ ફકીર ચમક્યો ને બોલ્યો કે કોણ છે. **રાધા**એ તથા દાસીએ કહયું બાવા જાન હમારા કસુર માફ કરો ઓર ઘરતો ચલો. હમસે બડી તકસીર હુઇ કે હમને આપકો નારાજ કીયા ફકીર હેરાન થઇ બોલ્યો કે હું તમને નથી ઓળખતો કે તમે કોણ છો ને શું બકો છો. હું તો એક બ્રહ્મચારી આદમી છું. કદી પણ મેં ઓરતને આજ સુધી જોઇ નથી. તેમ કેવી રીતે મને તમારો બાપ કરો છો ને મને લેવા આવીઓ છો. આ સાંભળી **રાધા** તથા તેની દાસીએ બુમે બુમ પાડવા માંડી તે સાંભળી ઘણા તમાસગીર લોક ટોળે મળ્યા. **રાધા** અને તેની દાસીઓ રડતી રડતી લોકોના આગળ કહેતી હતી કે જુઓ બાઇઓ આટલી ઉમરે તે હમારાથી નારાજ થઇને ઘર બાર છોડી આવ્યા છે. હમે હમારો કસુર તેમની પાસે માફ માગીએ છીએ ને કહીએ છીએ કે છોરૂ કછોરૂ થાય પણ માવીતર ને આમ કરવું ઘટતું નથી. તમે ઘેર ચાલો થનાર હતું તે થઇ ગયું. ઘણું ઘણું સમજાવ્યા પણ માનતા નથી તેથી લોકોએ ફકીરને કહયું કે મીઆં પોતાના બૈરાં છોકરાં પર એટલો ગુસ્સો નહીં કરવો જોઇએ ને તેમનો કસુર પણ માફ કરવો જોઇએ. ફકીરે કહયું કે બાઇઓ એ વાત સર્વ જુઠી છે. મારે તેમને કંઇ સંબંધ નથી પણ ફકીરની વાત ઉપર કોઇને આકીન થયું નહીં.

સર્વે લોક એક સાથે બોલ્યા કે રાજી ખુશીથી તે ન આવે તો જબર જસ્તીથી લઇ જાઓ. પછી જ્યારે ફકીરે જાણ્યું કે મારી વાત તો કોઇ માનતું નથી હવે કાંઇ ચુપ બેસવું તે ફજેતી છે. તેમ વીચારી ઉઠી ઉભો થયો, ને રાધા તથા તેની દાસીઓને કહ્યું કે ચાલો હું આવું છું. પછી તે ફકીરને દોરી ચાલીને સર્વ લોકોનો મોટો પાડ માન્યો ને ફકીરને લઇ પોતાને ઘેર ગઇ. ત્યાં ફકીરના હાથ ધોવડાવ્યા ને તેને સારૂ સરસ ખાવાનું તૈયાર કરાવી લાવી તેને પેટ ભરી જમાડ્યો. વળી સર્વે દાશીઓ સમેત સાથે રાધા તેની ચાકરીમાં મચી રહેતી. અને તેની ખાતર બરદાશ ઉઠાવતી એ પ્રમાણે ત્રણ દિવસ વીતી ગયા. ચોથે દહાડે એક દાસીએ ફકીરને કહ્યું. બાબા હમન મુઝકો અપને લીયે કુછ જવાહરાત ખરીદના હૈ. સો તુમ શેહરમેં જાકર ખરીદ કર લાઓ. ફકીરે કહ્યું બેટી હું આંધળો છું કેવી રીતે ખરીદ કરી લાવીશ. તેણીએ કહ્યું મારી મા તમારી સાથે આવશે અને જે જવાહરાત હમારે માટે પસંદ કરશે તેની કીમત નક્કી કરી હમને દેખાડવા લાવશે તેમાં જે જે હમને પસંદ આવશે તેની કીમ્મત તથા જે પસંદ નહી આવે તે જવાહરાત મારી માની સાથે પાછી મોકલાવીશ તેવાત ફકીરે બીલકુલ નાપસંદ કરી. બજારમાં જવાને ના કહ્યું પણ દાસીએ ન માન્યું. પછી લાચાર થઇ ફકીરને એ વાત મંજુર કરવી પડી પછી રાધા તેને માટે ઉમદા પોશાક લાવી. ફકીર તે પોશાક પોતાની ગોદડી ઉપર પેહેરવા લાગ્યો. તે જોઇ રાધાએ તથા દાસીએ કહ્યું તમેતો અજબ તરેહના માણસ છો ને તમારી અક્કલ ગઇ દેખાયછે. આ ગોદડી ઉતારો ને જે આ પોશાક તમારે સારૂજ તૈયાર કરાવેલો છે તે પહેરો ફકીરે કહ્યું હું તો આ ગોદડીને બીલકુલ દૂર નહિ કરૂં મને મારા પીરે જીવની જડી સમજીને ઇનામ આપેલી છે. તેને નાપાક હાથ નહિ લગાવવા

જોઇએ. દાશીએ કહયું તમે તમારા હાથે તે ગોદડીને એક બાજુએ મુકો. હમો કોઇને પણ તે ગોદડીને અડકવા નહિ દઇએ. લાચાર થઇ ફકીરને એ વાત પણ માનવી પડી. પછી ગોદડીને એવી ધીમેથી મુકીકે અંદરની મહોરોનો ખડખડાટ ન થાય અને દાશીઓને તાકીદ કરી કે કોઇ પણ આ ગોદડીને લેશો તો તમારૂ નુકશાન થઇ જશે. બલકે જીવથી જશો. દાશીએ કહયું તમે ખાતરી રાખો. ગોદડીને કોઇ નહિ લે. ( મનમાં મહોરો લેશે ને ગોદડી ત્યાં પડી રહેશે. ) એ પ્રમાણે વાત ચીત કરી ફકીર બાઇ રાધાની જોડે બજારમાં ગયા ત્યાં ઝવેરીની દુકાને ખાસા બાદશાહના શાહજાદા જેવા તે તથા રાધા હુરમા જેવી થઇ બેઠી. ઝવેરીએ જાણ્યું કે કપડે લતે આ માણસો ઠીક દેખાય છે. માટે કોઇ ખાનદાનના ઘરના છે. તેથી તેણે પુછયુ કે સાહેબ આપનું પધારવું કેમ થયું. તે વારે રાધાએ કહયું કે હજરતના દોલત ખાનામાં કેટલીક જવાહરાત ઉમદા મોઘા મુલી ચીજો અને સાચા મોતીની શેરો પણ જોઇએ છીએ. પછી દુકાન દારે કઇ તરહની જડાઉ રકમો તથા ઉમદા ચઢીઆતાં મોતીની શેરો લાવી રાધાના આગળ મૂકી. અને હરેક ચીજોની કીંમત પણ બતાવી દીધી. પછી દુકાનપર બેહેલા ફકીરને રાધાએ કહયું કે હજરત આપ અહીં થોડી વાર બેસો એટલામાં હું આ જણસો આપના દોલતખાનામાં મુલાહીજે કરાવી લાવુ. અને જે પસંદ પડશે તે ત્યાં મુકી તેની કીંમત પણ લેતી આવું છું ફકારે કહયું. તુમ જલદી આવો હું બેઠો છું.

પછી તે ફકીરને બેસાડી એ હજારના દાગીના લઇ પોતાને મુકામ પર જઇ ઠેકાણે કરી દીધા. ફકીર પેલા ઝવરીની દુકાન પર બેઠો બેઠો થાકી ગયો, પણ કોઇ પાછું આવ્યુ નહી તેમ પેલો ઝવેરી પણ ભૂખ્યો થયેલો તેથી ફકીરને કહેવા

લાગ્યો કે હજરત આપકા જનાના ક્યાં વાપીસ લોટકે અભી તક નહીં આયે. ફકીરે કહ્યું ભાઈ કોના જનાના ને કોની વહુ મને તો તે જબર જસ્તીગી પોતાને ઘેર લઇ જઇ મારી એક હજાર મહોર પણ તેને ત્યાં મુકાવી છે ને પાછી અહીં લાવી મુકી ગઇ છે. તે ન માલુમ. તમને પણ ધોકો લગાવી ગઇ કે શું? આટલું સાંભળી ઝવેરી તો તાડથી પડયા સમાન થઇ ગયો કે અરે લુચ્ચા ફકીર તું મને પહેલાંજ કહેતોની કે આ તો મને ધોકાથી લાવી છે. તો હું તેની ખાતરી અહીંજ કરી લેતો. બદમાસ આ સર્વે ફરેબ તારોજ છે, ચાલ તેનું ઘર બતાવ ફકીર કહે કોણ સાલો આંખ્યોં રાખે છે કે રસ્તે ચાલે ને તેનું મકાન તને બતાવે. આથી ઝવેરી તો ઘણો ક્રોધીત થઇ પેલા ફકીરને મારવા લાગ્યો. મારતાં મારતાં ફક્ત દમ બાકી રહ્યો ને તે થાકી ગયો ત્યારે તે ફકીરને પકડી રાજાની પાસે લઇ ગયો ને પોતાને નુકસાન આ ફકીરે કરાવ્યું તે સર્વે વૃતાંત જાહેર કર્યું. ત્યારે રાજાએ પેલા ફકીરને પુછ્યું. ફકીરે રાજાને સર્વે હાલથી વાકેફ કર્યા ને કહ્યું અન્ન દાતા તે દગાબાજ ઓરતે મારી પણ એક હજાર મહોરો જે મેં ગોદડીમાં શીવી રાખી હતી તે લઇ લીધી. રાજા પેલા ફકીરની તથા ઝવેરીની વાતથી પામી ગયો કે આ સર્વે કામ પેલી બદમાસ રાધાનાંજ છે. પછી તે પોતાના દિલમાં રાધા ઉપર ઘણોજ ગુસ્સે થયો અને કોટવાળને બોલાવી ઘણોજ ઠપકો દઇ બંદોબસ્ત રાધાને પકડવાને માટે કરવાને કહ્યું. થોડા દિવસ વીત્યા બાદ ફેર રાધા શીકારની ઘાતમાં નીકળી અને પોતાની દાસીને પણ સાથે રાખી. પછી બજારમાં જઇ એક દોશીવાણીઆની દુકાન પર જઇ તેને કહ્યું કે હમારા ઘેર લગ્ન છે. માટે થોડાંક થાન કેનખાપનાં જોઇએ છીએ ને સાડીન પણ ઘણી જોઇશે. તેથી દોશીવાણીઆની

રીત છે કે એક જોઇતું હોય ને દશ લાવી દેખાડે તે મુજબ તેણે કેટલાંક કીનખાપનાં તથા સાટીનનાં થાન લાવી રાધાની આગળ મુક્યાં. રાધાએ જે ઘણાંજ કીમ્મતી થાન હતાં તેમાંથી દશ ઉઠાવી પોતાની દાસીને આપ્યાં ને કહયું કે આ થાન ઘેર લઇજા. તે હુકમ મળતાંજ દાશી થાન લઇ ઘર તરફ છુમનાવી ગઇ. પછી રાધા તે દુકાન પર બેશી રહી પછી થોડી વખત થયાથી રાધાએ વાણિયાને કહયું કે શેઠ તમે મોટી હિંમત વાળા છો કે વિના જાણે હમારે હવાલે આ કીમતી થાન કર્યાં. હવે હું અહીંથી ઉઠી ચાલવા માંડું તો તમે મને શું કરવાના છો તેમ કહી તે દુકાન પર ઉભી થઇ દુકાનની નીચે ઉતરી તે જોઇ વાણિયો હસવા લાગ્યો ને કહે કે જોઉતો ખરો તું કેવી રીતે ચાલી જાય છે. રાધાએ કહયું જુઓ હુંતો આ ચાલી એમ કહી થોડાંક પગલાં આગળ ચાલી. વળી પાછી ઉભી રહી વાણિયાની તરફ જોઇ મશકરાઇ વાણીઓ પણ તેના ગમ જોઇ હસવા લાગ્યો. રાધાએ કહયું જુઓ હું તો આ ગાયબ થઇ. વાણીએ હશીને કહયું જોઉછું કે તું કેવી રીતે ગાયબ થાય છે. રાધા થોડીક વળી આગળ ચાલી એ અરસામાં વાણીઆની દુકાને કેટલાંક ઘરાક આવી ગયાં. વાણિયો તેમની સાથે વાતો કરવા લાગ્યો. રાધાએ જાણ્યું કે આ લાગ ઠીક આવ્યો છે તેમ જાણી ત્યાંથી રફુચક્કર થઇ ગઇ. વાણિયે થોડી વાર પછી રાધાની તરફ દેખ્યું તો ત્યાં રાધાનો તો પત્તો નથી, ત્યારે તો વાણિઆના દિલમાં દગો માલુમ પડયો તેથી દુકાનની પેઢી ઉપર ચઢી લાંબી નજરથી જોયું પણ ક્યાંહીં રાધાને ન દેખી. પછી ગભરાઇને દુકાનથી નીચે ઉતર્યો ને ઉઘાડે પગે ને ઉઘાડે બદને ગાંડાની માફક આખા બજારમાં દોડવા લાગ્યો પણ કહીં રાધાનો પત્તો ન લાગ્યો ત્યારે થાકી

દુકાન પર આવ્યો ને દુકાન બંધ કરી સરકારમાં જઇ રાજાજીને ધાડુ પાડ્યા બાબત અરજ કરી રાજાએ તેના હાલ સાંભળી ઘણી અફસોસી દિલમાં લાવ્યા ને ફેર પોતાના કારભારી, ફોજદાર વગેરે ઉપર ક્રોધીત થયો ને તેને પકડવા ને ઘણીજ તાકીદ કરી.

**રાધા** ફેર થોડા વખત સુધી ઘરમાં રહી તે વાતને ઠંડી પડવા દઇ ફેર બજારની સેલ કરવા **રાધા** નીકળી. ત્યાં એક દુકાન પર એક શાહુકારનો છોકરો મહોરો ગણી ગણી એક થેલીમાં ભરી રહ્યો છે. ત્યાં થઇ તે **રાધા** પાકીજ ઉમદા કપડે નિકળી. તે વખતે શાહુકારે પોતાના ચાકરને પેલી મહોરોની થેલી આપી ઘેર મુકી આવવાનું કહ્યું. પછી તે પોતાની દુકાન બંધ કરી પેલી **રાધા**ની પાછળ ચાલ્યો. તેણે રસ્તામાં જતાં રાધાને કેટલીક ઇશકની વાતોથી બોલાવવા ચાહી પરંતુ તેણીએ તેની ગમ નજર પણ ન કરી. ત્યારે શાહુકાર થાકીને પોતાની દુકાન પર બેઠો. **રાધા** તો પેલો જે ચાકર મહોરોની થેલી લઇને જતો હતો તેની પાછળ પાછળ શાહુકારના ઘર સુધી ગઇ ને ઘર નીશાની બંધ જોઇ ત્યાંથી પાછી ફરી ને એક કાગળ એવો મજબુત નો લખ્યો કે હે જવાન સરાફ આજ મારૂં નીકળવું તારી દુકાન થઇ થયું. હું તમને જોતાંજ મારા દિલોજાનથી તમારા ઉપર આશક થઇ. વળી તમે મારી પાછળ પાછળ આવ્યા, પણ તમારી જોડે બોલવાનું મારાથી નહીં બની આવવાનું કારણ એ થયું કે તે વખતે મારો જોડ રસ્તે રસ્તે મારી આગળ ચાલતા હતા, તેથી હું ચુપ રહી. હવે આ કાગળ હું મારી દાસી જોડે મોકલુ છું ને આ વખતે મારૂં મકાન બીલકુલ ખાલી છે. (મારો ધણી હાજર નથી) તમે જેમ બને તેમ જલદી ચાલ્યા આવો અને મારા કામાગ્નિના તાપને શાન્તિ કરો. તેજ રૂકકો

લઇ જઇ રાધાએ પેલા શાહુકારના છોકરાને હવાલે કર્યો, તે વાંચી સરાફનું દિલ બાગ બાગ થઇ ગયું. ને રાધાને કહેવા લાગ્યો કે તમે મને આજ એવી ખુશ ખબર આપી છે કે હું મરેલો જીવતો થયો. હું હમણા તમારી સાથે આવું છું તેમ કહી તુરત દુકાનને તાળુ દઇ રાધાની સાથે ચાલતો થયો.

રાધા તેને સાથે લઇ ગલી ગલીમાં ફરતી હતી. એ ઇરાદાથી કે કોઇ માકુમ મકાન હાથ આવે તો મોટી મતલબ કાઢી લઉં. આખર તપાસ કરતાં એક આલેશાન મકાન તેની નજરે પડ્યું. તે મકાનની અંદર કુવો પણ હતો. રાધાએ જવાન સરાફને કહ્યું તમે બહાર ઉભા રહો હું ખબર લેઇ આવું. પછી પોતે મકાનમાં ગઇ. ત્યાં દેખ્યું કે ઘરમાં કોઇ આદમી નથી, ફકત સ્ત્રીઓ બેઠેલી છે. રાધાએ તે સ્ત્રીઓને કહ્યું. બાઇઓ હમે તરસ્યાં છીએ અગર તમે રજા આપો તો બહાર મારો છોકરો બેઠો છે તેને આ ડોલ આપું તો તે પાણી ખેંચી આપે. સ્ત્રીઓએ કહ્યું ભલે હમે એટલી વાર પડદામાં જઇએ છીએ ને તમો પાણી કાઢી પી લેજો. પછી રાધાએ પેલા છોકરાને અંદર બોલાવી લીધો અને કહ્યું કે નાજનીનો ડોલ કુવામાં પડી ગયો છે. તે તમે જરા હું બીલાડી લાવી આપું તેથી કાઢો. તે વાત શાહુકારના છોકરાએ કબુલ કરી પોતાનાં લુગડાં દરવાજા ઉપર ઉતારી કુવા ઉપર આવ્યો. પેલી રાધા બિલાડી લેવાને બહાને લુગડાં લઇ સીધી પેલા શાહુકારના છોકરાને ઘેર ગઇ ને તેની સ્ત્રીને કહ્યું કે શેઠ નાહાવા બેઠા છે. ને આ લુગડાં ધોબીને આપવાં છે તે તો ઘરમાં મુકો ને ધોએલાં લુગડાં તથા પેલા ચાકર સાથે મહોરોની થેલી મોકલી છે તે આપો. પેલી ભોળી સેઠાણીએ પોતાના

ધણીનાં લુગડાં દેખી કાંઇ શક ન લાવતાં ધોએલાં લુગડાં તથા મ્હોરોની થેલી રાધાને હવાલે કરી. રાધા તે લઇ છ પાંચ થઇ ગઇ. પછી પેલો જવાન સરાફ પાછું ફરી જુવે છે તો પોતાનાં લુગડાં ન દેખ્યાં ને ત્યાંથી ઉઠી દરવાજા આગળ આવી રાધાને બોલાવી ત્યારે ઉતર ન મળ્યો. તે વખત ઘરની અંદર જઇ કહેછે કે હે બંરીઓ બિલાડી કયાં છે કે ડોલ કુવામાંથી કાઢું પેલી સ્ત્રીઓ તો પડદાની હતી. તેથી પાછો ઉત્તર ન આપ્યો પણ પોતાના ઘરમાં આદમી આવેલો જોઇ બાહીની, એટલામાં કરમ સંજોગથી તે સ્ત્રીઓનો ધણી બહારથી આવી પહોંચ્યો ને જવાન સરાફને ઉઘાડે બદને કુવા ઉપર દેખતાં ઘણોજ ક્રોધીત થયો. તેણે તેને પુછયું કે તું કોણ છે. ને પરાયા મકાનમાં કેમ આવ્યો છે. જવાન સરાફે કહયું કે મને એક સ્ત્રી એવું કહીને આ મકાન પર લાવી હતી કે આપનો ડોલ કુવામાં પડી ગયો છે તે તમે બિલાડી નાખી કાઢી આપો. તે સ્ત્રી તો બિલાડી લેવાનું કહી ચાલી ગઇ છે કે હજી સુધી તેનો પતો નથી. ઘરનો માલીક તેની સ્ત્રીઓની પાસે ગયો. અને પુછી જોયું કે તમે તેને ડોલ કાઢવા બોલાવ્યો છે ? ત્યારે સ્ત્રીઓએ કહયું કે તે સખસ જુઠો છે. હમે કોઇની સાથે તેને ડોલ કાઢવા માટે બોલાવ્યો નથી ને હમારો ડોલ પણ કુવામાં પડયો નથી. અલબત એક બુઢી સ્ત્રી હમારી પાસે જરૂર આવી હતી. અને તેણે હમને કહયું હતું કે હમે તરસ્યાં છીએ ને તમે રજા આપો તો તમારા કુવામાંથી પાણી કાઢી પીએ તે તો હમે તેને રજા આપી હતી હવે તેણીએ આ સખસને અંદર મોકલી દીધો હવે ન માલૂમ કે આ સખસ બીલાડી કેમ માગેછે ને કોનો ડોલ કાઢવોછે. અને તે ઓરત કયાં ચાલી ગઇ કે માલૂમ નથી.

પછી પેલા ઘર ધણીએ ખ્યાલ કર્યો કે તે ઓરત ને આ તેનો છોકરો બંને મળી નક્કી મારા ઘરમાં ચોરીને ઇરાદે આવેલાં દેખાયછે. તેઓ પાણી પીવાને બહાને દાખલ થયેલાં છે. તેમ વીચારતાંજ પેલો ઘર ધણી પેલા જવાન સરાફને વળગી પડયો. અને મારવા લાગ્યો. ત્યારે જવાન સરાફે ઘણી આજીજી થી કહયું કે ભાઇ સાહેબ તે મારી મા હરગીજ નથી. પણ તેને આકીન ન આવ્યું પછી જવાન સરાફનાં મારી મારી છોતરાં કાઢી નાખ્યાં. ને તેને પકડી ઘરમાંથી કાઢી મુકયો. પછી પેલો સરાફનો છોકરો ઊઘાડે બદને પોતાને ઘેર ગયો તે દેખી તેની સ્ત્રીએ કહયું કે આમ કેમ ! મેં તમારે માટે તો હમણાંજ નવાં લુગડાં કાઢી પેલી જે તમે મોકલી હતી તે સ્ત્રીને આપ્યાં છે. ત્યારે જવાન સરાફે કહયું કે તે તો મારાં લુગડાં લઇને નાસી ગઇછે. વળી તે સાથે મારાં છોતરાં પણ કઢાવી નાખ્યાં. કાંઇ બીજુ તો નુકશાન નથી પહોંચાડયું ? તે વારે તેની સ્ત્રીતો ગભરાઇ જઇ કહેછે કે અરે સવારે જે તમે મહોરોની થેલી મોકલી હતી તે પણ તે તો માગી લઇ ગઇ છે. આ સાંભળતાં તો સરાફનો છોકરો એ બાકળા જેવો થઇ જઇ મોટી બુમથી રોવા લાગ્યો. અને સરકારમાં જઇ જાહેર કર્યું. રાજા આ પ્રમાણે સાંભળી પોતાના દીલમાં સખત હેરાન થયો. અને પોતાના કાર્ય કરો ઉપર નિહાયત ખફા થયો. ગીરફતાર કરી જન્મ કેદ કરવાનો હુકમ આપ્યો. થોડા રોજ બાદ ફેર રાધાએ શિકારની ચાહયના કરી અને શહેરમાં આવી બજારમાં ગસ્ત લગાવેછે કે એકા એક ઊંટ વાળાએ તેને ઓળખી લીધી. અને પકડી મારવા શરૂ કરી ને કહયું રાંડ ચાલ આજ તો તારી ખરાબીજ કરાવું. ત્યારે રાધાએ કહયું કે અરે તુ મારી પાસે શું લેવા ચહાયછે, ત્યારે ઊંટવાળો કહે કે મારા ઊંટની કીંમત આપ કે હું તને છોડીદઉં રાધા એ કહયું એમાં શું મોટી વાતછે, ચાલ પણે મા-

મને કહ્યું કે તેને મારે ઘેર લઈ જવા સારૂ મારા બીજા ગુલામોને મોકલુંછું તેમ કહી ને ચાલતી થઈ. પછી થોડી વારે જ્યારે ઉંટવાળો હોશમાં આવ્યો. ત્યારે નાયકાને પુછવા લાગ્યો કે પેલી ક્યાં ક્યાં ગઈ, ને તમે મારા દાંત કેમ કાઢી નાંખ્યા. નાયકાએ કહ્યું. તું બડો નાલાયક છે કે એવી દયાળુ અને નેકમિજાજ તથા સખીમરદ છે સેઠાણી કે જેણે તારા સારૂ મને એક મોહોર આપી તારૂ દરદ દુર કરવા આ પ્રમાણે વરતાવ કર્યો. ઉંટવાળાને હકીમ ઉપર ગુસ્સો તો આવ્યો પણ પોતાના બદનમાં તાકત નહીં દેખી તેથી તેને કાંઈ કહી ન શક્યો. લાચાર થઈ એવા હાલે શહેરની ખીડકીમાં ગયો ને ત્યાં બે ઘડી રોવા લાગ્યો. ને પોતાનો સર્વે હેવાલ જાહેર કર્યો. રાજા આ પ્રમાણે રૈયત તબાહ થતી જોઈ ઘણોજ ઉદાશ થયો. અને વજીરને બોલાવીને કહ્યું કે તને એક અઠવાડીઆની મુદત આપુંછું. કે જેમ બને તેમ તે બાઈને પેદા કરી લાવ, નહીં તો તને તારી નોકરીથી દુર કરીશ. રાબીઆ ઉંટવાળાના હાથથી છુટી ઘણી મુદત સુધી પોતાના મકાનમાં બેસી રહી. પણ પાછો શિકારનો સ્વાદ યાદ આવ્યો. ને શહેરમાં પહોંચી ને વખતે ધોબીના હાથમાં પકડાઈ ગઈ અને મુસ બાંધી બજારના વચ્ચે મારવા લાગ્યો. રાબીઆનો જ્યારે કાંઈ વશ ન ચાલ્યો ત્યારે એ તરકીબ કાઢી કે પોતાના બંને હાથ આસમાન તરફ ઉંચા કર્યા અને ઘણા જોરથી બુમ પાડવા લાગી કે અરે પરમેશ્વર તેં મારા છોકરાની આવી શું દશા કરીકે તે ગાંડો બન્યો ને મધ્ય બજારમાં મારી ફજેત લેછે હવે તો ઘણી થઈ તું તેના ઉપર ને મારા ઉપર કૃપા કરી તેને હોશમાં લાવ અને હમારા ગુન્હા માફ કર. ને સાંભળી ધોબી કહેવા લાગ્યો કે એ રાંડ ઠગણી તું હજાર વાતો બનાવ પણ આ વખત તને છોડનાર નથી આ હાલ દેખી ઘણા માણસો જોવા ભેગા થયા, અને રાબીઆની આ દયા ભરેલ વાતો સાંભળી ધોબીને

કહેવા લાગ્યા કે તને શરમ નથી આવતી કે પોતાની બુઢ્ઢી મા ને આવી રીતે વરતે છે ,ધોબી બોલ્યો એ મારી મા નથી. એ બડી જાળસાજ તોફાની ખુન ખવાર સ્ત્રીછે, પોતાની દગાબાજીથી હજારો આદમીઓ ને ભીખ મગવી ચુકીછે, હુ ઘણી વખતથી તેની તાલાસ માં છું હવે ઘણી મુશીબતે તે આજ મારે હાથ આવીછે. રાધા એ સાંભળી વધારે વધારે રોવા લાગી. અને ઇશ્વર તરફ હાથ કરી કહેવા લાગી કે હે ઇશ્વર હવેતો ઘણી થઇ ગઇ. હવે તેની દીવાનગી પર માફી કર ને તેને પોતાના પ્રથમના હાલ પર લાવ. અરે આ પ્યારો છોકરો હવેતો મને પણ ભુલી ગયો. અરે તેની શી દશા થઇ અરે બુઢાપણમાં વાંજીઆ પણ આવ્યું હવે મને કોણ કમાઇ ખવરાવશે. હવે તો હમારા હજારો ગૂન્હા માફ કર. રાધાએ આ વાત એવી ભોળયુક્ત કરી કહી કે જે લોકો ટોળે મળ્યા હતા તે સર્વે ને દયા ઉત્પન્ન થઇ ગઇ અને ઘણા આદમીએ ધોબીને પકડી લીધો ને રાધાને છોડાવી દીધી. રાધા ધોબીના હાથથી છુટીકે જીવ લઇને પોતાના ઘરમાં ભરાઇ ગઇ. અને ધોબી રોતો રોતો વજીરની પાસે ગયો કે શાની ચોકશી કરોછો આજ મેં એ ઓરત ને પકડી બાંધી મારીને આપની પાસે લાવતો હતો પણ લોકોએ છોડાવી દીધી વજીરે કહ્યું છોડાવનાર કોણ કોણ હતા. ધોબી કહેકે હજારો મનુષ્ય હતુ, કોનુ નામ દઉં. પછી વજીરે તેને પકડાવવા બેહજારનું ઇનામ કાઢ્યું પણ કોઇને હાથ ન આવી વળી એક મહીના પછી પાછી નીકળી પણ કરમ સંજોગને પાપનો ઘડો ફુટવાનો કે સીપાઇઓને હાથ આવી ગઇ. સીપાઇ તેને પકડી હજુરમાં લઇ ગયા. રાજાએ રાધાને જોઇ કે તેના બદનમાં આગ આગ લાગી ગઇ. ને હુકમ કર્યો કે તેને જલદીથી એક નાવમાં બેસાડી સમુદ્રમાં જ્યાં ઘણું ઉંડુ પાણી હોય ત્યાં નાંખીદો કે ડુબી મરે. ફેર તેની તરફના ગુન્હા બંધ પડે તે હુકમ સાંભળતાંજ શીપાઇઓ તેને સમુદ્ર કીનારે લઇ પહોંચ્યા અને મછવા વાળા ભોઇ લોકોને

હવાલે કરી કહયું કે આ રાંડને મધ્ય સમુદ્રમાં નાંખીદો ભોઇ-
ઓએ **રાધાને** નાવમાં બેસાડી નાવ ચાલતું કર્યું તે વખતે
સીપાઇઓ ઘર તરફ રવાને થયા તે જોઇ **રાધાએ** વિચાર્યું
કે હવે કાંઇ ઉપાય શોધવો.

**રાધાએ** ભોઇઓને કહયું કે તમો મને કયાં લઇ જાઓછો ભોઇએ કહયું કે રાજાનો હુકમ તને દરીઆમાં ડુબાડવાનો છે માટે તને દરીઆમાં નાંખવા લઇ જઇએ છીએ **રાધાએ** કહયું કે તમો મને ઓળખોછો ? હું કોણછું ભોઇ કહે હમારે જાણે બલા કે તું કોણ છે તે વારે **રાધા** એ કહયું કે હું તો રાજાની મા છું મારો બેટો જે વખત દારૂ પીએછે તે વખતે બે ભાનમાં જેવો તેવો હુકમ દઇ દેછે. આ વખતે તેણે દારૂ પીધો છે ને મશ્કરીમાં આ હુકમ દીધોછે પછી જયારે હોશમાં આવશે ત્યારે તે મને બોલાવશે ને હું જયારે તેમને નહીં મળુ ત્યારે તે સીપાઇઓને બોલાવી પુ-છશે કે જુઓ તે ભોઇ હરામખોરે મારી માને મારી તો ના-ખી નથી. ને મારી નાંખી હોય તો સર્વે ભોઇઓનાં માથાં કા-પી નાંખો તો પછી મને મારવાથી તમારા સર્વેનાં માથાં કપા-ઇ જશે માટે જો તમારે ઇનામ લેવું હોય ને રાજાની તલવા-રથી બચવું હોય તો મને જીવતી કીનારે પહોંચાડો. જે આગળ રાજા પાસે વધામણી ખાવા જશે તેને તે ન્યાલ કરી નાંખશે. આ સાંભળી સર્વ ભોઇઓ ઇનામની લાલચથી તથા પોતાનો જીવ બચાવવા સારૂ **રાધાને** કીનારે લાવી ઉતારી ને પોતે જેમ બને તેમ તાકીદે દોડવા લાગ્યા કે હું આગળ જાઉં તો મને ઇનામ મળે તેથી ભોઇઓ એકે સાથે રાજાની કચેરીમાં જઇ પહોંચ્યા ને મહેલની નિચેથી બુમો ઠોકવા લાગ્યા તે-થી રાજા ગોખલામાં આવી બેઠો ને તેમને પૂછયું કે કેમ આવ્યા છો. તે વારે ભોઇઓએ કહયું કે આપે દારૂના નીશામાં આપની માને દરિયામાં નાખી મારી નાખવા મોકલ્યાં હતાં પણ હમેતો આપની મા જાણી વળી આપ દારૂ ઉતર્યાથી ફેર હમારી પાસે માગો તે કારણથી તેમને જીવતાં છોડી દી-

## પ્રપંચ પ્રેમદાક્ષા અગાઉથી આશ્રય આપનાર સદ્-

## ગૃહસ્થોનાં નામ.

### કુશલગઢ

૨૫ શ્રીયુતસ્ટેટ મેનેજર સાહેબ શ્રી ભગવાનલાલજી પ્રાણલાલજી મેહેતાજી.
૨ દફતરદાર સા. દીપચંદજી કપુરચંદજી
૫ ના. દ. સા. જાદુરાયજી દેવાજી બક્ષી
૧ ફોજદાર રૂઘનાથજી મોતી રામજી વ્યાસ.
૪ થા. સા. નંદકીશોરજી ત્ર.
૧ તહ. સા. કેશવજી કોઠારી.
૧ ના. નાજીમ ચત્રુભુજ
૧ ઉમેદવાર ભાગીરથજી ગા૦
૧ ઉ. ડુંગરસિંધ જોશી.
૩ શેઠ પનાલાલજી ગાદીયા.
૨ શેઠ વજેચંદજી દોશી.
૧ અમીન રૂપચંદજી કોઠારી.
૫ શેઠ લુકમાનજી વહોરા.
૧ શેઠ કેસરીમલજી લખાવત
૧ શેઠ ખેમચંદજી
૧ ત્ર, મુલચંદ રામલાલજી.
૧ જોશી બાળમુકંદજી
૧ દોશી કીશનલાલજી
૫ સિરસ્તેદાર દુર્ગાશંકર ગોપાળજી
૭ ના. સિરસ્તેદાર મગનલાલ ચુનીલાલજી બક્ષી.
૧ મારફીજ દફતરદાર સા. જગનેશ્વરજી સોમેશ્વરજી પંડયા
૨ ના, ફોજદાર ઉત્સવલાલજી રણછોડજી વ્યાસ
૧ થાણદાર સાહેબ સીખનાથજી પાઠક.
૧ ના. અ. બખતાવર સીંઘજી
૧ઉ. કાળીદાસ ત્રવાડી.
૧ ઉં. જેઠાલાલ ત્રવાડી.
૫ જા. રાધાકૃષ્ણજી ત્રવાડી.
૨ શેઠ રતીચંદજી ગાદીઆ.
૨ સેવક હેમરાજજી
૧ પરોહિત રૂઘનાથસિંધજી
૧ શેઠ કમરૂદીનજી મુલ્લાં
૧ શેઠ કોદરજી હોકેમચંદ
૧ નીમા મુળચંદ શોભારામ.
૨ મા. હરીવલ્લવ જોશી
૧ શેઠ કેશવજી મહેતા.
૧ દોશી રૂપચંદ કપુરચંદ

१ દોશી થાવરચંદ હેમચંદ  १ જોશી ભવાનજી
१ શેઠ લુણજી ડુંગરજી  १ પંચોરી ચંપાલાલ ધનરાજજી
१ દોશી કસ્તુરચંદજી  १ બરમેચા નાથાજી
१ પચોરી નાથજી  ८ યતી હેમચંદજી ઋષિ
१६ ઋષિ ચુનીલાલજી શિષ્ય જોશી મંગળજી કાશીરામ
શ્રી પૂજ્યાચાર્ય નૃપતીચંદ્રસુ० १ ઠાકર નાથાલાલ હીરાજી
२ પં. કીપાશંકર લક્ષ્મીરામ १ થાણેદાર લાભચંદજી વ્યાસ
१ ભટ ધનસિરામ  १ વોરા હસનઅલી મુસફ્અલી
१ દાણી હંસરાજજી કપુરચંદ १ બા. હીરાચંદ વીરચંદ.
१ પાટીદાર મથુર ઝવેરભાઇ १ મહેતા મોતીચંદજી
१ કમ્પાઉન્ડર મકન સિંઘજી. १ જોશી મોતીલાલ
१ વહોરા અબદુલ હુસેન  १ ચોપાડા ઉદેચંદજી

## ઇંદોર

१० ડાક્ટર સાહેબ રેવાશંકર દલસુખરામ.

## નડીઆદ

१० પટેલ ઉમેદભાઇ લલ્લુ ભાઇ

## બડનગર (માલવા)

८ શ્રી યુત વૈદ્યરત્ન મોહનલાલજી લક્ષ્મીચંદજી દોજ.

## દેવગઢ બારીયા.

શ્રી યુત માસ્તર સાહેબ કાળીદાસ ભાઈ પ્રભાશંકર
४ રા० રા० ગાંધી મનસુખ લાલ અમૃતલાલ
२ જા. મણીશંકર જાગેશ્વર १ ભંડારી લલ્લુભાઇ તુલસીરામ
२ મે. હીંમતલાલ હરીલાલ. १ બ, મગનલાલ હરીલાલ
१ બ. વૃજભુખણ દામોદર १ અલીબીન અબેદ -જમાદાર
१ ધરીયા ચંદુલાલ વલવજી १ કોઠારી નરોતમ ગોવરધન
१ ગાંધી ચંદુલાલ કંકુજી २ ઉ. દેવશંકર પુરૂષોતમ
२ વ્યાસ જસભાઇ મણીભાઈ१ સોની ભોગીલાલ પાનાચંદ
१ બા. બળવંતસિંઘ નાનસિંઘ१ રા० રા० નવરંગ પદાણ

## લુણાવાડા તથા દુધીઆ

૧ શાં. નરોત્તમ છોટાલાલ ૧ શા. રસીકલાલ કસ્તુરભાઈ
૧ શુકલ મોહનશંકર મુલજી ૧ પં. ચંદુલાલ મોતીરામ
૧ વ્યાસ મુકુંદલાલ મુલજી ૧ વ્યાસ મણીલાલ મુલજી

## ડુંગરપુર

રૂપે શ્રી યુત નગરશી મંગળદાસજી છગનરામજી

## સાબરલી ઠકર

૫. માસ્તર સાહેબ ભવાનીશંકર હીરાશંકર

## સુથરામપુર

૩ શા. માણેકલાલ વિજરામ ૩ ચુનીલાલ મોતીરામ.
૨ ફોજદાર સા. નાગરામજી ૨ હે. મા. રણછોડભાઈ છગનરામ
૧ રા૦ રા૦ મથુરલાલ

## કપડવંજ

૫ શ્રી યુત મહાસુખરામ હરગોવિંદદાસ દાણી "સુંદરસિંધુ-
બ્રહ્મમંદિર વગેરેના કર્તા.
૮ શ્રી યુત મગનલાલ પુરૂષોત્તમ ફોટોગ્રાફર
૫ રા૦ રા૦ પં૦ મગનલાલ વ્રજલાલ મહેતાજી
૧ કૃષ્ણલાલજી નડીઆદ વાળા
૧ રા૦ રા૦ મગનલાલ રેવાદત
૧ પાનાચંદ દામોદર ત્રીકમ મારફત
૧ જોશી મગનલાલ પીતાંબર

## ભાવનગર કાઠીઆવાડ.

૨ યુ. કલાભાઈ જેઠાભાઈ ૨ ગોવિંદજી બાપુજી હે૦ વા૦
૧ રજપુત ઉકાભાઈ લક્ષ- ૧ શીપાઈ નનુભાઈ ફતેભાઈ
મણ મુકવાદાર ૧
૧ રાઠોડ રામજી બાપુજી ૧ મીરા કરીમ તાજુભાઈ

૧ કોળતસાખાબાઈ પીઠાવાળા.૧ પરમાર ગંગજી રામબાઈ
૧ ગઢવી છત્રાજાબાઈ હલુબાઈ ૧ કરસનરામ દી૦ ન્યા૦ ૫૭
૧ ક્ષા. [illegible] ઝુંનાબાઈ ૧ બારીયા હઠીસિંઘજી
૧ [illegible] ખેચર ફસન ૧ ખવાસ બાંકા સિદી

